

# ॥ श्रीउपदेशग्रंथावलि ॥

## ॥ अंक बावनमो ॥

# ॥ ज्ञानदेवनुं स्वप्न* ॥



### મંગલ.

દોહરો.

સર્વતાનું અધિષ્ઠાન જે, શુચિસુખસાગરરૂપ;
તે સ્વદેશમાં પહોંચીને, બનો ભૂપના ભૂપ. ૧

જ્ઞાનદેવનામના કોઇ એક સર્વોત્તમ દેવ હતા. તેમને કોઈ વાર સ્વપ્ન થયું. તે સ્વપ્નમાં તેમને એવી પ્રતીતિ થઇ કે હું સાત ધાતુના

---

સંવત્ ૧૯૭૪, (શાકે ૧૮૩૯,) કાર્તિકસુદિ પૂનમ. પ્રથમાવૃત્તિ. પ્રતિ ૧૩૦૦

યોજનાર:—બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્મા.
બીલખા. કાઠિયાવાડ.

જિજ્ઞાસુઓને મનન કરવામાટે વિનામૂલ્યે આપવા પ્રકટ કરનાર
અંબારામ મંગળજી ઠાકર.
લતીપુર. કાઠિયાવાડ. હાલ ડર્બન. નાતાલ. દક્ષિણ આફ્રિકા.

---

અમદાવાદ—પીરમશા રોડ ઉપર નિર્મળ પ્રિન્ટીંગ પ્રેસમાં
લલ્લુભાઇ ઇશ્વરભાઈ ત્રિવેદીએ છાપ્યો.

બનેલા ને રમણીયજેવા પ્રતીત થતા વિમાનમાં બેસીને અવકાશમાં વિચરતો વિચરતો કોઇ ભયંકર વનમાં આવ્યો છું. પછી સૂક્ષ્મદર્શનના, દૂરદર્શનના ને દૂરશ્રવણના સામર્થ્યવાળા તેમણે તે વનની ભૂમિઉપર દૃષ્ટિ કરી તો તેમને જણાયું કે ત્યાં અસંખ્ય બાવળ, ખેર, ખીજડા, કાંચકી, કંથાર, બોરડી, કેરડા, ઉંટકટા, થોર, ભોંયરીંગણી, દારૂડી ને ગોખરૂ રહેલાં છે; અને સારાં વૃક્ષો, છોડો ને વેલાઓ તો ઘણાંજ થોડાં પ્રતીત થાય છે. વળી તેમને જણાયું કે આ વનમાં સિંહાદિ હિંસ્ર પ્રાણીઓના સાંભળનારના અંતઃકરણને કંપાવનારા શબ્દો ક્ષણે ક્ષણે સંભળાયા કરે છે, અને સર્પાદિ વિષવાળાં પ્રાણીઓના ફુંફાડા અને ઘૂડના તથા કાગડાના કાનને કડવા લાગતા શબ્દો વારે વારે સાંભળવામાં આવે છે, તેમજ આ વનમાં વારે વારે દાવાનલ પણ લાગ્યા કરે છે. એ કાંટાવાળાં વૃક્ષાદિથી ભરપૂર વનમાં દૃષ્ટિ ફેરવતાં તે જ્ઞાનદેવને જણાયું કે ત્યાં જેમની આંખોપર સુદૃઢ પાટા બાંધેલા છે, ને જેમના હાથો દોરડાંઓવડે સુદૃઢ બાંધી લીધેલા છે, એવાં કેટલાંક માણસો નિરંતર પોતાના પ્રાપ્ત દુઃખનો સહૃદય સાંભળનારને દયા ઉપજે એવી રીતે રુદનસહિત પોકાર કરતાં હતાં, અને તે પાટા ને બંધન છોડવામાટે તથા પોતાના દેશમાં જવાનો માર્ગ બતાવવામાટે પ્રભુના સ્મરણપૂર્વક ત્યાં નીકળતા કોઇ દયાલુ પુરુષની પ્રાર્થના કરતાં હતાં. કેટલાંક માણસો આ વનમાંથી નીકળી પોતાના દેશમાં જવાની ઇચ્છા રાખી, તથા કોઇ દયાલુ પુરુષની પ્રાપ્તિની ઇચ્છા રાખી, આંખે પાટા છતાં પણ હાથના બંધ કાંઇક ઢીલા થવાથી એ વનમાં ભમનારા કોઇ પુરુષોએ બતાવેલાં કેટલાંક શાસ્ત્રીય કર્મો યથાશક્તિ કરતાં હતાં. કેટલાંક માણસો પોતાની આંખોપરના પાટાનું વિસ્મરણ કરી આ વનમાંનો ઉંચાણવાળો કોઇ સારો પ્રદેશ પ્રાપ્ત કરવાની લાલસા રાખી

તે વનમાંના કોઇ પુરુષોએ બતાવેલાં શાસ્ત્રીય કર્મો તેમના હાથનાં બંધનો કાંઇક ઢીલાં પડવાથી પોતાના સામર્થ્યપ્રમાણે કરતાં હતાં. કેટલાંક માણસો આ ઉપાયવડે તમારું દુઃખ દૂર થશે એવું બીજાઓનું કથન સત્ય માની એવી સ્થિતિમાં પરણવાની ક્રિયા કરતાં હતાં, નેદ્રવ્ય સર્વ દુઃખ મટાડવામાં ઉપયોગી થશે એવા અન્યના કથનને સત્ય માની તે મેળવવાના સાધનરૂપ નાનાપ્રકારના ધંધાઓ કરતાં હતાં. આ સર્વ માણસો તેમની આંખોપર પાટા છતાં પોતાને દેખતાં માનતાં હતાં. કેટલાંક માણસો પોતાનું પ્રાપ્ત દુઃખ ભૂલવામાટે જ્યાં ત્યાં ભટકતાં હતાં, કેટલાંક માણસો ભૂમિ સ્ત્રી સત્તા તથા ધનને માટે પરસ્પર લડતાં હતાં, કેટલાંક માણસો નાનાપ્રકારની કથાઓ વાતો ને ગાયનો સાંભળતાં હતાં, કેટલાંક માણસો નાનાપ્રકારનાં ગાયનો ગાતાં હતાં, કેટલાંક માણસો નાટકાદિ જોતાં હતાં, કેટલાંક માણસો ભાષણો આપતાં હતાં, કેટલાંક માણસો માદક પદાર્થો ખાતાંપીતાં હતાં, અને કેટલાંક માણસો બીજી કેટલીક કુચેષ્ટાઓ કરતાં હતાં. તે સર્વને તેમના સ્વદેશથી તેમના કોઇ વેરીએ રાતની વેલાએ ઊપાડી લાવી, આંખે પાટા બાંધી, તથા તેમના હાથોને દોરડાંઓવડે બાંધી, આ વનમાં મુકી દીધાં હતાં એમ જ્ઞાનદેવને વિચાર કરતાં જણાયું. એ સર્વની સ્થિતિ વિચારવાળા મનુષ્યની દૃષ્ટિએ દયા ઉપજે એવી જણાતી હતી.

જે માણસો પોતાનું પ્રાપ્ત દુઃખ ભૂલવાને માટે વા થોડો સમય એ દુઃખને દૂર કરવાને માટે માદકદ્રવ્યસેવનાદિ જે ઉપાયો તેમનું દુઃખ દૂર કરવામાં ઉપયોગી નહોતા તેમનું સેવન કરતાં હતાં તે વિશેષ દયાને પાત્ર હતાં; કેમકે તેવા વિપરીત ઉપાયોવડે તેઓ પોતાના પ્રાપ્ત દુઃખને દૂર કરવા સમર્થ થતાં નહોતાં, પણ પરિણામે પોતાના

પ્રાપ્ત દુઃખમાં તેઓ વધારો કર્યા કરતાં હતાં.

જેઓ એ વનના ઉંચાણવાળા કોઇ સારા પ્રદેશમાં જવામાટે શાસ્ત્રોક્ત શુભ કર્મો કરતાં હતાં તેઓ પણ થોડા કંટાવાળાં ઝાડોવાળા પ્રદેશમાં જવા ઇચ્છતાં હતાં, એટલે ત્યાં પણ તેમને દુઃખ થાય એમ હતું, એકલું સુખ મળે એમ નહોતું, ને જ્યારે તેમના તે કર્મફલભોગનો અંત આવે તેઓ પાછા વનના આ ભાગમાં આવે ત્યારે તેમને પાછું એવું ને એવું દુઃખ ભોગવવાનું હતું. આમ હોવાથી આવી પ્રવૃત્તિ કરનારાં માણસો પણ જ્ઞાનદેવને દયાનાં પાત્ર જણાયાં.

જેઓ પોતાની આંખોપરના પાટાઓ અને હાથનાં બંધનો છોડવમાટે તથા પોતાના દેશનો સચો માર્ગ બતાવવામાટે કોઇ દયાલુ ને સમર્થ પુરુષનું સાહાય્ય પોકારસાથે રુદન કરીને સાચા ભાવથી માગતાં હતાં, ને પ્રભુનું સ્મરણ કરતાં હતાં, તથા એવીજ આશા રાખીને જેઓ શાસ્ત્રોક્ત શુભ કર્મો કરતાં હતાં, તેઓ એ વનમાં રહેલાં માણસોમાં સમજુમાં ગણના થઇ શકે એવાં હતાં.

એ વનમાં કોઇ નિર્દોષ નેત્રોવાળા, સૂક્ષ્મદૃષ્ટિવાળા, સુદૃઢ બાહુવાળા, દયાલુ, સમર્થ ને સ્વતંત્ર પુરુષો પણ વિચરતા હતા. તેઓ એ વનમાં જેઓ પોતાનાં નેત્રોપરના પાટા છોડી નાંખવામાટે, પોતાના હાથોપરનાં બંધનો છોડી નાંખવામાટે, તથા આ ભયંકર વનમાંથી પોતાના દેશમાં જવાનો સાચો માર્ગ બતાવવામાટે પોકાર ને રુદનસહિત વિનતિ કરતાં હતાં તેમને સાહાય્ય કરવાનું કામ કરતા હતા. તેઓ જે માણસોનાં પુણ્યોનો પરિપાક થયો હોય તેમને મળતા, ને દયાવડે તે માણસોની આંખોપરના પાટાઓ છોડી નાંખતા હતા, તેમના હાથોપરનાં બંધનો છોડી નાંખતા હતા, અને અનેકપ્રકારનાં દુઃખોથી પોતાના દેશનું નામ ને તેનું સ્વરૂપ ભૂલી ગયેલાં તે પરાધીન

દુઃખી માણસોને તેમના દેશનું નામ, તેનું સ્વરૂપ, ને ત્યાં સુખપૂર્વક શીઘ્ર પહોંચવાનો નિર્દોષ માર્ગ બતાવતા હતા. તેઓ તે સ્વદેશ જવા ઇચ્છનાર દુઃખી માણસોને બહુધા આ પ્રમાણે કહેતા હતાઃ— "હે સુખેચ્છુઓ! તમે સૌ ભૂમદેશના નિવાસીઓ છો. તમારી નિદ્રાવસ્થાનો લાભ લઇ પ્રાણીઓને સર્વ પ્રકારનું દુઃખ આપવાના સામર્થ્યવાળા તમારા શત્રુ વિક્ષેપાસુરે તમને તે સુખરૂપ દેશમાંથી ઊપાડી આ દુઃખથી ભરેલા ભયંકર વનમાં તમારી આંખોપર પાટા બાંધી તથા તમારા હાથો બાંધી મુકી દીધાં છે. હવે તમે મુંઝાશો માં. જો તમારા દેશમાં જવાની તમારી દૃઢ ઇચ્છા હોય તો અમે તમને તમારા દેશમાં પહોંચવાનો સુલભ ને નિર્દોષ માર્ગ બતાવીએ. જો અમારા કહેલા માર્ગનું તમે પૂરતું સ્મરણ રાખી, શુભવિચાર ને સદાચારરૂપ ભાતું સાથે રાખી, તથા માર્ગમાં જે પ્રલોભનો, ભયો, ભૂલવણીઓ ને બીજી અડચણો આવે તે સર્વની ઉપેક્ષા કરી આસ-પાસ નહિ જોતાં ઊતાવળે ચાલ્યા કરશો તો તમે વેલાસર નિર્વિઘ્ને તમારા દેશમાં પહોંચી જશો. સાંભળો, તમારો દેશ આવો મનોહર છેઃ—

તે દેશ સદ્ઘન હોવાથી તે દેશની ને ત્યાં રહેનારની કોઇ પણ કાલમાં ઉત્પત્તિ કે કોઇ પણ કાલમાં તેનો નાશ થતાં નથી, અર્થાત્ ત્યાં જન્મમૃત્યુનું ભય નથી, તે દેશ ચિદ્ઘન હોવાથી તે દેશનો પ્રકાશસ્વભાવ વા જ્ઞાનસ્વભાવ કદીપણ લોપ પામતો નથી, તે દેશ આનંદઘન હોવાથી ત્યાં સર્વદા નિર્દોષ, નિરુપાધિક ને નિરતિશય સુખ વિદ્યમાન રહે છે, કોઇ પણ વેલા ત્યાં ક્ષણમાત્ર પણ દુઃખની પ્રતીતિ થતી નથી, તે દેશ નિરાધાર છે, અને તે દેશ દેશ, કાલ ને વસ્તુથી વિભાગ નહિ પામનારો અર્થાત્ અનંત છે. જેઓ એવા સ્વભાવવાળા વા એવા સ્વરૂપવાળા દેશમાં પહોંચે છે તેઓ તે દેશના જેવા સ્વ-

ભાવવાળા થઇ જાય છે, ને પછી તેમને કોઇ પણ કાલે કોઇ પણ પ્રાણી વા નિમિત્ત આ ભયંકર વનમાં લાવી શકતું નથી.

હવે જો તમારી તમારા સ્વદેશમાં જવાની તીવ્ર ઇચ્છા હોય તો આ ભય ને દુઃખથી ભરેલા વનમાંથી પૂર્વે જે માર્ગે ઘણાં શુદ્ધ ને એકાગ્ર મનવાળાં માણસો ગયાં છે, અને ધૈર્ય, શ્રદ્ધા, સાવધાનતા, દૃઢતા, સ્મૃતિ, વિરતિ ને ઉત્સાહવડે જે માર્ગે ચાલવાથી ઘણાં યોગ્ય માણસો પ્રસન્નત.પૂર્વક તે સ્વદેશમાં પહોંચ્યાં છે, તે માર્ગ અમે તમારા પરમહિતમાટે તમને કહીએ છીએ, તે સાવધાન થઇને સાંભળો:–

અમારામાં ને અમારી આજ્ઞાઓમાં સુદૃઢ વિશ્વાસ ને પરમ પ્રેમ રાખજો. અમારું કહેલુંજ પ્રીતિપૂર્વક કરજો, તમારા બહિર્મુખ મનનું કહ્યું નજ કરજો. તમારા સ્વદેશનું જે સ્વરૂપ અમે તમને સંક્ષેપમાં કહ્યું તે સ્વરૂપ તમે સર્વદા સ્મરણમાં રાખજો. આ વનમાં ભિન્ન ભિન્ન પ્રવૃત્તિમાં સુખ શોધનારાં માણસોનો સંગ હવે તમે નજ ચાલે એટલો ને ઉદાસીનતાવાળો રાખજો. તમે તમારા સ્વદેશમાં ન પહોંચો ત્યાંસુધી માર્ગમાંના કોઇ પણ સ્થલને ભૂલથી પોતાનો દેશ સમજીને ત્યાં રોકાઇ રહેશો નહિ. તમારા શુભ નિશ્ચયની ને તમારી સ્વદેશમાં જવાની ઇચ્છાની માર્ગમાં આકરી પરીક્ષાઓ થશે. તે સર્વ પરીક્ષાઓમાં તમે ધૈર્ય ને સાવધાનતાથી પૂરેપૂરા ઉત્તીર્ણ થજો. રાગ, દ્વેષ, લોભ ને ભય ઉપજાવનારી અને અટકાવનારી સામગ્રીઓનો માર્ગમાં સમાગમ થાય ત્યારે પણ સાવધાનતા રાખી રાગ, દ્વેષ, લોભ ને ભયાદિને વશ ન થજો, અને વચ્ચે ન અટકજો. નિષ્કામપણે શુભકર્મો કરવારૂપ ભાતું ધારી નિરંતર આગળ વધતા રહેજો.

તમારા દેશનેજ તમે સાચો સમજજો. માર્ગમાંનાં કોઇ સ્થાનો તમને ગમે તેવાં રમણીય જણાય તોપણ તે સર્વ સ્થાનોને તમે તુચ્છ

ને મિથ્યાજ સમજજો. તમારા દેશમાંજ પરમપ્રીતિ રાખી, તથા તેનાથી ભિન્ન સર્વને અસાર સમજી, તેમાં ઉપજેલી આસક્તિનો પરિત્યાગ કરજો. તમારા મનને સ્વદેશના સ્મરણવાળું રાખી તેને બીજા સ્મરણમાં ન જવા દેજો, તમારી ઇંદ્રિયોને પણ સ્વદેશની પ્રાપ્તિનાં સાધનોમાં જોડજો, આ વનમાં ભ્રમણ કરાવનારા કામમાં ન જોડજો, સ્ત્રીની વા પુરુષની માનની ને દ્રવ્યની તૃષ્ણાના વેગમાં ન તણાજો, તમારી વાણીને બહુજ વશ રાખજો, તમારું મન કોઇ પણ પ્રસંગમાં મુંઝાય કે આગળ વધવામાં કાયર થાય તો તેને યોગ્ય પ્રમાણોથી ને અનુકૂલ યુક્તિઓથી શાંત ને ઉત્સાહી રાખજો, તેને ભ્રમણાવાળું ન રાખજો, પૂર્વે ભોગવેલા વિષયોના સ્મરણમાં મન ન જાય, પણ તેનું સર્વદા વિસ્મરણ રાખે એમ તમારા મનને તમે સમજાવતા રહેજો, તમારા દેશમણી ચાલતાં તમને માનાપમાન, સુખદુઃખ, ટાઢતડકો, ભૂખતરસ ને હાનિલાભ આદિ જે જે પ્રાપ્ત થાય તે સર્વને સમાન ગણી તેને સહન કરવાનું બલ રાખજો, અને સ્વદેશમાં શીઘ્ર પહોંચી જવાનો તીવ્ર વેગ તમારા મનમાં સર્વદા જાગ્રત્ રાખજો.

આ માર્ગ આરંભમાં બહુ સાંકડો, લપટણો, સાદો ને નીરસજેવો જણાય છે. આ માર્ગે આગળ ચાલતાં પડખે ઘણા ખેતરાઉ માર્ગો આવે છે. આ માર્ગ મુકી દઇ જે પ્રવાસી એ ખેતરાઉ માર્ગે ચઢી જાય છે તે કોઇ પણ વિષમસ્થાનમાં પહોંચી ચિરકાલ દુઃખી થાય છે. તમે ભૂલથી પણ આ માર્ગ મુકી કુતૂહલથી કે સ્વદેશમાં વહેલા પહોંચી જવાની ખોટી લાલસાથી તે ખેતરાઉ માર્ગે ચાલશો નહિ. તે ખેતરાઉ માર્ગો આરંભમાં કદાચ તમને રળીઆમણા લાગતા હોય તોપણ તેમનો અંત કોઇ ભયંકર સ્થલમાં આવે છે એમ વિચારી તમારા સૂક્ષ્મશરીરમાં રહેલા કુસંસ્કારરૂપ ઝેરી કીડાઓ તમને તે ખેતરાઉ માર્ગે ચલાવવાનો

એમે તેટલો પ્રયત્ન કરે તોપણ તમે તે ખેતરાઉ માર્ગે નજ ચાલશો. લ્યો, આ કર્તવ્યાનુસ્મરણરૂપ કડવી ગોળીઓ. એ કડવી પણ બહુ ગુણકારી ગોળીઓ વિષયવિસ્મૃતિ, વિષયવિરતિ ને કર્તવ્યનિષ્ઠા નામની કડવી લતાઓના રસમાંથી બનાવેલી છે. પૂર્વે કહેલા ઝેરી કીડાઓ જ્યારે જ્યારે તમને કોઇ પણ ખેતરાઉ માર્ગે ચલાવવાનો પ્રયત્ન કરે ત્યારે ત્યારે તમે આંખો વીંચીને આ કડવી ગોળીને બહુ મીઠી માનીને ઝટ ગળી જજો. એમ કરવાથી તે ઝેરી કીડાઓથી ઉપજેલો દુષ્ટ વેગ શાંત થઇ જશે, ને તમે તમારે માર્ગે સુખપૂર્વક આગળ ચાલી શકશો. તમે કાયર થઇને માર્ગમાંજ કે માર્ગને પડખે પણ ન અટકજો.

સર્વે શાસ્ત્રો સાક્ષાત્ કે પરંપરાવડે તમારા દેશના સ્વરૂપનું ને ત્યાં પહોંચવાના ભિન્ન ભિન્ન ઉપાયોનું અધિકારીઓનાં અંતઃકરણોના ભેદોનો વિચાર કરીને તેમને અનુકૂલ આવે એવી રીતે વર્ણન કરે છે. જીવો આ ભયંકર વનમાંથી નીકળી વહેલા કે મોડા પોતાના દેશમાં પહોંચી સુખરૂપ થઇ જાય એવા ઉપાયોનું નિરૂપણ કરવામાં શાસ્ત્રોની પ્રવૃત્તિ છે, તેમને આ વનના કોઇ પણ ભાગમાં પડ્યા રહેવાનો ઉપદેશ કરવામાં તેમની પ્રવૃત્તિ નથી. આ નિશ્ચય તમે તમારો પોતાનો કરી લેજો. તમારો દેશજ વાસ્તવિક સત્ય છે, ને તેજ અભેદભાવે પ્રાપ્ત કરવાયોગ્ય છે. લોકમાં કહેવાતા જીવ, જગત્ ને ઇશ્વર પણ તેમાંજ પ્રતીત થાય છે. આત્મા, બ્રહ્મ ને મોક્ષ પણ એજ છે. આ નિશ્ચયને પણ તમે તમારા મનમાં સુદૃઢ કરજો. હવે તમે એક તેજ સ્વદેશના ચિંતનમાં ને તેને પ્રાપ્ત કરનારી પ્રવૃત્તિમાં જોડાઓ. અંતઃકરણની પ્રબલ પાંખોવડે તમે સ્વદેશભણી ઊડો, હજી વધારે બલથી ઊડો, હજી તેથી પણ વધારે બલથી ઊડો. ઊડવામાં લગારે કાયર ન થાઓ, ઊડવામાં લેશ પણ ભય ન પામો, નકામા અસંતોષી ન થાઓ, પ્રયત્નના પ્રમાણમાં તમને

લાભ મળશે એમ નક્કી સમજજો. અટકવાનું મન ન કરો, ઘણાજ તીવ્ર વેગથી ભાન ભૂલીને ઊડો. આ માર્ગ બહુ ભયભરેલો છે, તેમાં ભૂલવણીઓ ઘણી છે, ત્યાં વિપરીત મતિ ઉપજાવનારો વાયુ બહુવેગથી વાયા કરે છે, માટે અડગ શ્રદ્ધા, અસ્ખલિત ઉત્સાહ, ઘણું ધૈર્ય, ને ઘણામાં ઘણી સાવધાનતા રાખી ઊડો. પ્રતિબંધકોની ઉપેક્ષા કરો, ને ઊડો. ઊતાવળ કરો, હવે ઢીલ કરવામાં લાભ નથી, પણ હાનિજ છે.”

આવાં તે ઉપદેશકોનાં સત્ય, વર્તમાનમાં પ્રિય લાગતાં, ને પરિણામે હિત કરનારાં વચનો સાંભળી ઘણાં માણસો સ્વદેશમાં જવામાટે તત્પર થયાં. એમાંનાં ઘણાં માણસોની પાસે મહાપુણ્યરૂપ ભાતું જોઇએ તેટલા પ્રમાણમાં જણાતું નહોતું, તેથી જ્ઞાનદેવે ધાર્યું કે આ બધો સંઘ દ્વારકારૂપ સ્વદેશમાં નિર્વિઘ્ને પહોંચે એવો સંભવ જણાતો નથી. જેનું જેનું મહાપુણ્યરૂપ ભાતું જે જે સ્થાનમાં પૂરું થશે તે તે સ્થાનમાં તે તે માણસ કોઇ પણ અદૃશ્ય વેરીના સપાટામાં આવી ત્યાંથી આગળ નહિ વધતાં તે કોઇ ખેતરાઉ માર્ગે ચઢી જશે, ને દુઃખી થશે, અથવા તે માર્ગમાં અટકશે ને દુઃખી થશે.

પ્રથમ તો તે સર્વ માણસો શ્રદ્ધા ને ઉત્સાહથી સ્વદેશભણી ચાલવા લાગ્યાં. આગળ ચાલતાં જે માણસો પોતાના તનમનના ભારેપણાથી બહુ ધીમે ધીમે ચાલતાં હતાં તેઓ મુખ્યમાર્ગ મુકી એક ખેતરાઉ માર્ગે ચઢી ગયાં. તે માર્ગે આગળ જતાં તેઓ એક મોટા અજગરના શ્વાસોચ્છ્વાસમાં સપડાયાં, તેથી તેમનાં તનમન વધારે ભારે થયાં, ને તે અજગરભણી ખેંચાતાં ખેંચાતાં તેઓ તે બૃહત્કાય અજગરના મહાવિશાલ મુખમાં જઇ પડયાં. તેમની ગતિ અટકી, અર્થાત્ તેમનું મુખ્યમાર્ગે આગળ ચાલવાનું કામ કેવલ બંધ થયું. તે અજગર તેમને ધીમે ધીમે ગળતો જતો હતો, તેથી તેમના તનમનના બલની ક્ષીણતા થતી

જતી હતી, છતાં તે મૂર્ખ માણસો સમજી શકતાં નહોતાં કે આપણે આ મોટી આપત્તિમાં આવી પડયાં છીએ, ને આપણે આપણું સર્વસ્વ ગુમાવવાની અણીઉપર છીએ. તેઓ પોતાની સ્થિતિનો ને અજગરભણીના દુઃખનો કાંઇ પણ પોકાર કર્યા વિના પોતાનું જીવન વ્યર્થ વ્યતીત કરતાં હોય એમ જણાતું હતું. અજગરના સ્પર્શથી આમાંનાં કેટલાંક માણસો વ્યાધિને વશ થયાં હતાં, કેટલાંક માણસો દુર્વ્યસનોમાં ફસાયાં હતાં, ને કેટલાંક માણસો દુરાચરણોને વશ થયાં હતાં. આ સર્વ માણસો દયાને પાત્ર જણાતાં હતાં.

કેટલાંક માણસો પોતાને દેશ જવાના માર્ગની પાસે થઇને જતા બીજા ખેતરાઉ માર્ગે ચઢી ગયાં. તેઓ આગળ જતાં એક ઢોળાવવાળો અંધકારમય ઉંડો ખાડો આવતો હતો તેમાં ચાલવામાં સુરત ન રાખવાથી લપટી પડયાં. એ ખાડામાં પડયા પછી તેમને પોતાના દેશમાં જવામાટે આગળ ચાલવારૂપ પોતાના અગત્યના કર્તવ્યનું વિસ્મરણ થઇ ગયું, ને તેઓ તે અંધકારમય ગર્તમાં પોતાના જીવનના ઉદ્દેશનો કાંઇ પણ વિચાર ન કરતાં જ્યાં ત્યાં ભટકવા લાગ્યાં, અને ન કરવાયોગ્ય કર્મમાં પ્રવૃત્ત થઇ પોતાનું જીવન બગાડવા લાગ્યાં. એમની એવી સ્થિતિ દૂરથી જોઇને વા સાંભળીને વિવેકી પુરુષોને તેમના ઉપર દયા ઉપજતી હતી.

સ્વદેશભણી જવામાટે ઉત્સાહમાં આવી આરંભમાં દોડવા લાગેલાં કેટલાંક માણસો મુખ્યમાર્ગ મુકી કોઇ ખેતરાઉ માર્ગે ચાલતાં એક મોટી ડાકણના પ્રદેશમાં જઇ ચઢયાં. અનેક હાથવાળી, અનેક પગવાળી, ને મોટા ભયંકર મુખવાળી એ ડાકિનીએ એ સર્વ માણસોને પકડયાં, ને તેમના તનમનના બલને બહુ શિથિલ કરી નાખ્યું—તેમનું સત્ત્વ ચુસી લીધું. હવે તેમની સ્વદેશભણી જવાની ઇચ્છા પણ નામમાત્રજ રહી,

કેમકે હવે તેઓ એક પલમાં ચલાય તેટલું પંચ વર્ષે પણ ચાલી શકવાના બલવાળાં રહ્યાં નહોતાં. આ ડાકિનીના પ્રદેશમાં આવેલાં માણસો પણ સમજુની દૃષ્ટિએ દયાનાં પાત્ર થઇ પડયાં હતાં.

સ્વદેશભણી જનારાં કેટલાંક માણસો માર્ગમાં વ્યવસ્થાપૂર્વક આગળ વધવાનું પોતાનું કામ નહિ કરવાથી આગળ જતાં એક ખેતરાઉ માર્ગે ચાલતાં એક માથાવિનાની, વિશાલ દેહવાળી, બહુ લાંબા ને દઢ હાથવાળી, ને ગાંડાની પેઠે જ્યાં ત્યાં દોડયા કરનારી રાક્ષસીની સીમામાં આવી ચઢયાં. તે વિકરાલ રાક્ષસીએ ત્યાં આવેલાં તે સર્વ માણસોને પકડયાં. તેના કઠોર હાથનો સ્પર્શ થતજ તે સર્વે માણસોનાં અંતઃકરણોનું ઠેકાણું ન રહ્યું, અર્થાત્ અમારે આટલો સમય અમારા જીવનના નિર્વાહમાટે અન્નપાનાદિ સામગ્રી મેળવવામાં, આટલો સમય અન્નપાનના ખાવાપીવામાં, આટલો સમય શૌચ સ્નાન ને નિદ્રામાં, અને આટલો સમય સ્વદેશભણી જવામાટે ચાલવાના કામમાં વાપરવો જોઇએ એ વાતનો વિચાર તેમના મનમાં ન રહ્યો. પછી તેઓ પણ એ ગાંડી રાક્ષસીની પેઠે અનિયમિતપણે જ્યાં ત્યાં દોડવા લાગ્યાં, ને ઢંગધડાવિના ગમે તે રીતે પોતાના દિવસો વીતાડવા લાગ્યાં. તેમની સ્થિતિ પણ દયામણી થઇ પડી હતી.

સ્વદેશભણી ચાલવા લાગેલાં કેટલાંક માણસો સ્વદેશ જવાનો સાચો માર્ગ ભૂલી માર્ગમાં આવતા કોઇ ખેતરાઉ માર્ગે ચાલતાં ઝેરી ધૂમાડાવાળા પ્રદેશમાં જઇ ચઢયાં. એ ઝેરી ધૂમાડાની અસરથી તેમની બુદ્ધિઓમાંથી સ્વદેશમાં જવાનો માર્ગ બતાવનારા તથા તેમને હિતકર શીખામણો આપનારા મહાપુરુષના વચનમાં જે સત્યપણાનો નિશ્ચય હતો તે દૂર થઇ ગયો, તેઓ પોતાને સર્વેથી વધારે ડાહ્યાં માનવા લાગ્યાં, પોતાના મનને મતેજ ચાલવા લાગ્યાં, પરસ્પર નિરર્થક વિવાદ

ફરવા લાગ્યાં, તેમની સ્થૂલ થયેલી બુદ્ધિ સ્થૂલ પદાર્થોભણી વેગથી દોડવા લાગી, તેમના પૂર્વના દુષ્ટ સ્વભાવો ઊભરાવા લાગ્યા, ને તેમના પગો ભાંગી ગયાજેવા થયા, તેથી સ્વદેશભણી ચાલવાનો તેમનો વેગ અટક્યો, અને તે ઝેરી ધૂમાડાને લીધે તેમનાં અંતઃકરણો ને આંખો બહુ વ્યાકુલ થવા લાગ્યાં. આ ઘાટા ઝેરી ધૂમાડામાં રઝળતાં ને પોતાનું સર્વસ્વ હારી ગયેલાં માણુસો પણ સહૃદય મનુષ્યને દયા ઉપજે એવી સ્થિતિમાં આવી પડયાં હતાં.

સ્વદેશભણી જનારાં કેટલાંક માણુસો એક બીજે ખેતરાઉ માર્ગે ચઢી જવાથી એક ઉંડી ખાઇમાં પડી ગયાં. એ ખાઇમાંનું પાણી તેમના શરીરઉપર લાગતાં તેમનાં અંતઃકરણો ને શરીરો વિનયવિનાનાં ને વધારે સ્થૂલ થઇ ગયાં. તેમનાં અંતઃકરણો વધારે સ્થૂલ થવાથી તેમના જોવાનું, બોલવાનું, ખાવાનું, સુંઘવાનું, અડવાનું, ચાલવાનું ને અન્ય પ્રવૃત્તિનું ઠેકાણું ન રહ્યું. તેઓ બહુ હઠીલાં ને ચીડીઆં થયાં. આ માણુસો જીવતાં છતાં તેમની સ્થિતિ જડ પદાર્થોના કરતાં હવે વધારે સારી પ્રતીત થતી નહોતી. આવાં માણુસો પણ દયામણી અવસ્થામાં આવી ગયેલાં જણાતાં હતાં.

સ્વદેશ જવાને નીકળેલાં કેટલાંક પ્રવાસી સ્ત્રીપુરુષો સ્વદેશ જવાનો માર્ગ ભૂલી કોઇ ખેતરાઉ માર્ગે ચાલવા લાગતાં એક વિષમય વાયુના વહનવાળા પ્રદેશમાં જઇ નીકળ્યાં. તે વાયુ તેમના પ્રાણોની સાથે ભળતાં તેમનો સ્વદેશ જવાનો નિશ્ચય બલહીન થયો. તેમને જ્વર આવ્યા જેવું થયું. તેમને "સ્વદેશ જવું સારું છે કે અહિં રહેવું સારું છે ?" "આપણો કોઇ સ્વદેશ હશે કે નહિ હોય ?" 'સ્વદેશમાં પહોંચવાનો માર્ગ બતવનાર મનુષ્ય પ્રામાણિક હશે કે અપ્રામાણિક હશે ?" ને "આપણુને બતાવેલો સ્વદેશમાં જવાનો માર્ગ સાચો હશે

કે ખોટો હશે?" આવા આવા વિચારો તેમના અંતઃકરણમાં ઊભરાવા લાગ્યા, ને તેઓની સ્વદેશભણી જવાની ગતિ અટકી, અને તેઓ પણ દયામણી સ્થિતિમાં આવી ગયાં.

સ્વદેશની પ્રાપ્તિને માટે સ્વદેશભણી લઇ જનારા માર્ગપર ચાલનારાં કેટલાંક માણસો તે માર્ગ મુકી દઇ ખેતરાઉ માર્ગે ચાલતાં તેઓ જ્યાં ધૂળના મોટા મોટા વંટોળીઆ થતા હતા તે સ્થાનમાં જઇ પહોંચ્યાં. ત્યાં પહોંચતાં તેમની આંખોમાં ધૂળ ભરાવાથી તેમનું જોવાનું સામર્થ્ય ઘટયું, અને તેમને સર્વ ઊલટુંજ જણાવા લાગ્યું. તેમને સ્વદેશને બદલે પોતે જ્યાં હતા તે દેશ સારો લાગવા માંડયો, તેમને હિત અહિતરૂપ ને અહિત હિતરૂપ લાગવા માંડયું; અને તેમને સુખ દુઃખરૂપ ને દુઃખ સુખરૂપ લાગવા માંડયું. આવી રીતે તેમની દૃષ્ટિવિક્રિયાવડે તેમનું સ્વદેશભણી જવાનું કામ અટકયું, ને તે બિચારાં સાંજ પડયાં રહ્યાં.

સ્વદેશ જવામાટે ચાલી નીકળેલાં કેટલાંક માણસો એ માર્ગની પાસે પ્રતીત થતો એક ખેતરાઉ માર્ગ જોઇ આજ સ્વદેશ જવાનો ટુંકો ને સારો માર્ગ હશે એમ ધારી તે માર્ગે ચાલવા લાગ્યાં. તેઓ ચાલતાં ચાલતાં રાક્ષસના પ્રદેશમાં જઇ પહોંચ્યાં. ત્યાં રાક્ષસો પુરુષોનું સુંદરસ્વરૂપ ધારણ કરીને અને રાક્ષસીઓ સ્ત્રીઓનું સુંદર સ્વરૂપ ધારણ કરીને જ્યાં ત્યાં ભમતાં હતાં. તેઓ આ માણસોને પોતાના ભણી આવતાં જોઇ પોતાને આહાર મળ્યો એમ સમજી પ્રસન્ન થયાં. આ માણસો પણ તેમનાં મોહક સ્વરૂપો જોઇ અંજાઇ ગયાં. હવે તેઓ પોતાનું ભાન ભૂલ્યાં, ને સ્વદેશ જવાના પોતાના નિશ્ચયને તિલાંજલિ દઈ તે રાક્ષસોની ને રાક્ષસીઓની સાથે વનક્રીડામાં સામેલ થયાં, હાડમાંસના સમૂહને ઉત્તમ માનવા લાગ્યાં, ને પરિણામે તે

રાક્ષસોના ને રાક્ષસીઓના આહારરૂપ થઇ પડયાં.

સ્વદેશ પહોંચવાની લાલસાથી સ્વદેશ પહોંચાડનારા માર્ગે ચાલેલાં કેટલાંક માણસો એક બીજે ખેતરાઉ માર્ગે ચઢી ગયાં. તેઓ જ્યાં નિરંતર દાવાનલ બળ્યા કરતો હતો એવા સ્થલમાં જઇ પહોંચ્યાં. ત્યાં પહોંચતાંજ તેમનાં અંતઃકરણો, ઇંદ્રિયો ને શરીરો દાઝવા લાગ્યાં, તેમનાં મસ્તિષ્કો ને લોહી તપવા લાગ્યાં, તેઓ પોતાના હાથપગ પછાડવા લાગ્યાં, ગાંડાની પેઠે જેમ તેમ બોલવા લાગ્યાં, રાડો પાડવા મંડયાં, પરસ્પર લડવા લાગ્યાં, છાતી કૂટવા લાગ્યાં, માથાના વાળ ત્રોડવા લાગ્યાં, રોવા લાગ્યાં, ને કેટલાંક આપઘાત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યાં. એવી રીતે આ દાવાનલે તે સર્વ માણસોને બહુ અશાંત કરી નાંખ્યાં હતાં. આવી વિપરીત સ્થિતિમાં તેઓ સ્વદેશ જવાનો માર્ગ શોધવાનો ને તે માર્ગે આગળ વધી સ્વદેશ પહોંચવાનો પ્રયત્ન પણ ક્યાંથી કરે ? તેઓ બિચારાં ત્યાંજ પડયાં રહી સીદાવા લાગ્યાં.

સ્વદેશ પહોંચવાની ઇચ્છા રાખી તે માર્ગે ચાલનારાં કેટલાંક માણસો ભૂલથી એક બીજે ખેતરાઉ માર્ગે ચઢી જતાં તેઓ એક બહુ તાણવાળી, ચળકતી ને ઉંચા તથા લપટણા કાંઠાવાળી નદીપર જઇ પહોંચ્યાં. તેઓ એ નદીના સ્વરૂપથી મોહ પામી તે ભણી ખેંચાયાં, ને તેમાં પડી તણાવા લાગ્યાં. એ નદીમાં પડતાંજ તે માણસોને સોનારૂપા આદિ દ્રવ્ય વસ્તુઓમાં બહુ આસક્તિ પ્રકટી. તેનો અલ્પ ત્યાગ કરવો પણ તેમને અસહ્ય જણાવા લાગ્યો. પોતાની પાસે હોય તેમાંથી બનતાસુધી કોઇને કાંઇ પણ ન આપવું, ને બીજાની પાસે હોય તે બનતે પ્રયત્ને ગમે તે રીતે પડાવી લેવું એવા વિચાર ને પ્રવૃત્તિ તે નદીમાં તણાવાથી તેમનામાં પ્રકટયાં. હવે તેઓ દ્રવ્યના વિચારોમાંજ પોતાનો સમય ગાળવા લાગ્યાં. આ નદીમાં

તાણ બહુ હતું, તેથી તેમાં તણાતાં માણસો હવે પોતાના દેશનો માર્ગ પુનઃ શોધી કાઢી તે માર્ગે ચાલી આગળ વધે એવી શક્તિ તેમનામાં રહી નહોતી. આ નદીના પ્રબલ વેગમાં તણાતાં તે દીન માણસો પણ સહૃદય મનુષ્યોની દયાનાં પાત્ર થઇ પડચાં હતાં.

સ્વદેશભણી જવાની ઇચ્છાવાળાં કેટલાંક માણસો તે માર્ગે ચાલતાં ચાલતાં આગળ જતાં એક બીજે ખેતરાઉ માર્ગે ચઢી ગયાં. તેઓ વેતાલના પ્રદેશમાં જઇ નીકળ્યાં. ત્યાં પહોંચતાં તે સર્વ માણસોનાં ચિત્તોમાં તે વેતાલનો સંચાર થયો. તેમનાં ચિત્તોમાં એ વેતાલનો સંચાર થવાથી તે માણસોમાંનાં કેટલાંક માણસો અમારી પાસે ઘણું ધન છે, અમે મોટા શ્રીમંત છીએ, એમ બકવા લાગ્યાં, કેટલાંક માણસો અમે મોટા સત્તાધિકારી છીએ અમારા જેવા બીજા કોઇ પણ સત્તાધારી આ જગતમાં નથી એમ બકવા લાગ્યાં, કેટલાંક માણસો અમે મોટા વિદ્વાન્ છીએ, અમારા જેવા બીજા કોઇ વિદ્વાન્ આ જગતમાં નથી, એમ પોકારવા લાગ્યાં, અને કેટલાંક માણસો અમે બહુ રૂપાળાં છીએ, અમે નવયૌવનવાળાં છીએ, અમે ઉંચા કુલવાળાં છીએ, અમે બહુ બુદ્ધિબલવાળાં છીએ, ને અમે ઘણા શરીરબલવાળાં છીએ, એમ ભિન્ન ભિન્ન પ્રકારે ઉંચે શબ્દે બકવા લાગ્યાં. આ માણસોની સંનિપાત થયેલાં માણસોના જેવી સ્થિતિ થઇ ગઇ હતી એટલે તેઓ પણ સ્વદેશ પહોંચાડનારે માર્ગે ચાલી સ્વદેશ પહોંચવાને યોગ્ય રહ્યાં નહોતાં. એવી રીતે તે બિચારાં પોતાનું તે જીવન હારી બેઠાં હતાં.

કેટલાંક માણસો સ્વદેશ જવાને માર્ગે ચાલતાં આગળ જતાં કોઇ ખેતરાઉ માર્ગે ચાલતાં એક બહુ લાંબા, ઘણા જાડા, ને જેના નેત્રમાં, ઉચ્છ્વાસમાં ને દાઢોમાં તીવ્ર વિષ ભર્યું હતું એવા કાળા નાગના પ્રદેશમાં ગયાં. તે પ્રદેશમાં રહેતા તે ભયંકર નાગનું તીવ્ર વિષ

ત્યાંના વાતાવરણમાં પ્રસરી રહ્યું હતું. ત્યાં પહોંચેલાં તે માણસોને તે તીવ્ર વિષની અસર થઇ, તેથી તેઓ અન્યની સારી સ્થિતિ જોઇ અસહનશીલ થવા લાગ્યાં, ને તેમનાં તનમન બળવા લાગ્યાં. તેમની વાણી પોતાનાથી ચઢતી સ્થિતિનાં જે માણસો હોય તેમની નિંદામાં પ્રવૃત્ત થવા લાગી, ને તે માણસોની પડતી થાય તો ઠીક એવા વિચારમાં તેમનું મન પ્રવૃત્ત થવા લાગ્યું. એ સર્વ માણસોનાં શરીરો, ઇંદ્રિયો ને અંતઃકરણો સર્વદા તપ્યા કરતાં હતાં તેથી તેઓ પણ સ્વદેશ જવાના વિચારને તિલાંજલિ દઇ વિવેકીને દયા ઉપજે એવી સ્થિતિમાં પોતાનું જીવન વ્યતીત કરવા લાગ્યાં.

સ્વદેશ જવાને માર્ગેથી ખેતરાઉ માર્ગે ચડી ભૂલાં પડેલાં કેટલાંક માણસો જેના આંકડામાં સદા તીક્ષ્ણ વિષ ભરેલું રહે છે એવા વીંછીના નિવાસસ્થલપર જઇ પહોંચ્યાં. ત્યાં તે વીંછીએ તે સર્વને ત્વરાથી પોતાનો વિષવાળો આંકડો ક્રમપૂર્વક માર્યો, તેથી તે સર્વ માણસોનાં અંતઃકરણોમાં વિચિત્ર ફેરફાર થઇ ગયો. તે આંકડો લાગતાંજ તે સર્વ માણસો અન્યને ઠગવાની ને પોતાનો તુચ્છ સ્વાર્થ સાધવાની ઇચ્છાને વશ થઇ જોનારા લોકો માન આપે એવા વિચિત્ર વેશોવડે, સાંભળનારા લોકો આશ્ચર્ય પામે એવી વિચિત્ર ભાષાવડે, ને લોકોને ભોળવવાની વિચિત્ર ચેષ્ટાઓવડે જે યોગ્યતાનો પોતાનામાં સદ્ભાવ નહોતો તે યોગ્યતા પોતાનામાં પરિપૂર્ણ છે એમ અન્યને દેખાડવા લાગ્યાં. તેઓની આવી પ્રવૃત્તિ સ્વદેશ જવાના કામમાં તેમને વિઘ્નરૂપ થઇ પડી તે વિનાકહેજ વિવેકીથી સમજી શકાય એમ છે.

સ્વદેશ જવાનો માર્ગ ભૂલી એક ખેતરાઉ માર્ગે નીકળી જવાથી કેટલાંક માણસો કંપવાયુ ઉપજાવનારા એક તળાવમાં પડી ગયાં. તે તળાવમાં પડતાંજ તેમનાં તનમન પોતપોતાની વર્તમાન સ્થિતિના વિ-

ચારથી, ભૂતકાલમાં બની ગયેલા દુઃખ દેનારા પ્રસંગોના સ્મરણથી, ને ભવિષ્યમાં આવી પડનારાં દુઃખોની કલ્પનાથી કંપવા લાગ્યાં. તે તળાવના જલનો એવો પ્રભાવ હતો કે જે માણસના શરીરને તેનો સ્પર્શ થાય કે તુરત તે માણસના શરીરનું ને મનનું પ્રત્યેક પરમાણુ ધ્રુજવા લાગતું હતું, ને તેમના તનમનના બલનો ક્રમથી ક્ષય થવા લાગતો હતો. નમાલાં થઇ ગયેલાં આ માણસો પણ અહિંજ અટકી પડયાં, ને સ્વદેશને માર્ગે ચાલી આગળ વધી સ્વદેશ પહોંચવાને ભાગ્યશાલી ન થયાં.

કેટલાંક માણસો સ્વદેશ જવાને માર્ગેથી ઊતરી બીજે ખેતરાઉ માર્ગે ચાલતાં એક ઊના પણીના વિશાલ પ્રવાહમાં જઇ પડયાં. તે પ્રવાહમાં પડવાથી તેઓનાં અંતઃકરણો, ઇંદ્રિયો ને શરીરો ભૂતકાલના દુઃખદ બનાવોના વારંવાર નિરર્થક સ્મરણવડે, વર્તમાન દુઃખદ સ્થિતિના પુનઃ પુનઃ વિચારવડે, અને ભવિષ્યમાં અમારું શું થશે એવા કાલ્પનિક દુઃખમય વિચારવડે દઝવા લાગ્યાં. તેઓ તે ઊના જલમાંથી પોતાનું માથું પણ બહાર કાઢતાં નહોતાં, ને દુઃખી થતાં હતાં. બિચારાં આ અભાગીઆં માણસો પણ સ્વદેશ જવાને માર્ગે ચઢવાને ને આગળ વધી તે સુખમય દેશમાં પહોંચવાને સુભાગી થયાં નહિ.

સ્વદેશનો માર્ગ ભૂલેલાં ને ખેતરાઉ માર્ગે ભટકતાં કેટલાંક માણસો એક ચકરારે ઊડતા ગીધના દેશમાં જઇ ચઢયાં. તે દેશમાં પહોંચતાંજ તેમને પ્રયોજનવિનાની નવી નવી પ્રાકૃત માણસોને અદ્ભુત લાગતી વાતો સાંભળવાનો, તેવી વાતોને પ્રેમપૂર્વક અન્યની આગળ કહેવાનો, એવી વાતોને સત્ય માની એવી યોગ્યતાવાળાં મનાતાં જે તે માણસોની આગળ જવાનો, ને તેજ પ્રયોજનમાટે જે તે ચોપડીઓ વાંચવાનો વા તેમને વાગ્યો. કાંઇ પણ અદ્ભુત વાત સાંભળીને, તેવી વાત

કહીને, કે તેની વાત વાંચીને, તેમનાં તનમન ફૂલવા લાગ્યાં, ને પછી તે વાતોને ખોટી જાણતાં તેમનાં તનમન સંકોચાવા લાગ્યાં. આવા ચક્કરાવામાં પડેલાં માણસો પણ સ્વદેશને માર્ગે ચાલી સ્વદેશ પહોંચવા સમર્થ થઇ શક્યાં નહિ.

બીજાં કેટલાંક માણસો સ્વદેશ લઇ જનારો માર્ગ ભૂલી ભિન્ન ભિન્ન ખેતરાઉ માર્ગે ચઢી ગયાં, ને બીજાં કેટલાંક માણસો આજ અમારો સ્વદેશ છે એમ માની માર્ગમાં કે માર્ગને પડખે કોઇ સ્થલે બેસી ગયાં. તે બિચારાં ત્યાં ત્યાં પડી રહી દુઃખાનુભવમાં પોતાનું જીવન ગાળવા લાગ્યાં, અને સ્વદેશમાં પહોંચવાનો મહાલાભ મેળવી શક્યાં નહિ.

કેટલાંક માણસો સકામ શુભકર્મવડે તે વનના નઠારા ભાગમાંથી ઊડીને તે વનના કાંઇક સારા ગણાતા ભાગમાં જઇ પહોંચતાં હતાં, ને તેઓ કેટલોક સમય વીત્યા પછી ત્યાંથી પાછાં તે વનના તે નઠારા ભાગમાં આવીને પડતાં હતાં. તે વનના સારા ગણાતા ભાગોમાં પણ ત્યાંનાં નિવાસીઓને દુઃખ પોતાનો કડવો સ્વાદ ચખાડતું હતું. તે વનના કેટલાક બહુ ભયંકર ગણાતા ભાગોમાં વસતાં પ્રાણીઓને બહુ દુઃખનો અનુભવ થતો હતો, ને તેઓ નિરંતર બહુ દુઃખને લીધે કારમી ચીસો પાડયા કરતાં હતાં. આ સર્વ જ્ઞાનદેવે પોતાના દૂરદર્શનના ને દૂરશ્રવણના બલવડે જાણ્યું.

સ્વદેશ જવામાટે નીકળેલાં ઘણાં માણસો પૂર્વે કહેલી રીતે સ્વદેશ જવાનો માર્ગ ભૂલ્યાં, અને બીજે માર્ગે ચઢી વા માર્ગમાં અટકી વનમાં ને વનમાં દુઃખાનુભવ કરવા પડયાં રહ્યાં. માર્ગમાં તેમને કર્તવ્યાનુસ્મરણ-રૂપ કડવી ગોળી ખાવાનું સ્મરણજ ન થયું. બહુજ થોડાં માણસો-લાખોમાંથી ગણ્યાંગાંઠયાં માણસોજ—ધૈર્ય, સાવધાનતા, સ્વદેશમાહાત્મ્યનું સ્મરણ, ઉપદેશકના ઉપદેશનું ક્ષણે ક્ષણે અનુસંધાન, અને સ્વદેશ

પહોંચાડનારે માર્ગે બીજી સર્વ વાતોને ગૌણ ગણી ઊતાવળે ચાલવાના પોતાના મુખ્ય કર્તવ્યનું સતત સ્મરણ રાખી તથા વારંવાર પૂર્વોક્ત કડવી ગોળીઓ ખાઇ આગળ વધ્યાં, ને સ્વદેશમાં પહોંચ્યાં. જેમ વૃક્ષપર આવેલાં ઘણાં ફૂલોમાંથી બહુજ થોડાં ફૂલ પાકા ફલરૂપે થઇ શકે છે, અને જેમ શાલામાં ભણવા બેઠેલા ઘણા વિદ્યાર્થીઓમાંથી બહુજ થોડા વિદ્યાર્થીઓ વિદ્યાનો પાર પામે છે, તેમ સ્વદેશ જવામાટે સ્વદેશને માર્ગે ચાલવા લાગેલાં ઘણાં માણસોમાંથી બહુજ થોડાં માણસો સ્વદેશમાં પહોંચવા પોતાના દૃઢ પુરુષાર્થથી તથા પોતાના સદ્‌ગુરુની ને ઇશ્વરની કૃપાથી ભાગ્યશાલી થાય છે એમ જ્ઞાનદેવને જણાયું.

જે મહાસુભાગી માણસો સ્વદેશમાં પહોંચ્યાં તેમની ઉત્તમોત્તમ સ્થિતિ જોઇ જ્ઞાનદેવ પ્રસન્ન થયા. ત્યાં પહોંચતાં તેમનાં સર્વ દુઃખોનો નિઃશેષ નાશ થઇ ગયો હતો. તેમની પરતંત્રતાનો પરિપૂર્ણ નાશ થયો હતો. જન્મમરણની આપત્તિ હવે તેમને રહી નહોતી. તેમને હવે કોઇનાથી ભય પામવાનું કે કોઇ નિમિત્તનો શોક કરવાનું રહ્યું નહોતું. તેઓ પરમાનંદવારિધિમાં અભેદભાવે સ્થિત થયાં હતાં. હવે તેમને કાંઇ પણ પ્રાપ્ત કરવાયોગ્ય કે જાણવાયોગ્ય શેષ રહ્યું નહોતું. હવે તેમના કર્તવ્યનો છેડો આવી ગયો હતો, અર્થાત્ તેમને હવે કોઇ પણ પ્રકારનું કાંઇ પણ કર્તવ્ય બાકી રહ્યું નહોતું. તેમની આવી સર્વોત્તમ સ્થિતિ જોઇ જ્ઞાનદેવે તેમને પોતાના મનમાં બહુ ધન્યવાદ આપ્યો.

આ સર્વ જોઇ જ્ઞાનદેવે નિશ્ચય કર્યો કે જે માણસો પોતાના યોગ્ય ઉપદેશકમાં ને તેમનાં વચનોમાં બહુ આદરવાળાં હોય છે, જેઓ શીઘ્ર સ્વદેશમાં પહોંચી જવાના સુદૃઢ નિશ્ચયવાળાં હોય છે, જેઓ ઉપદેશકનાં વચનોનું ને સ્વદેશ જવાના માર્ગનું ક્ષણ પણ વિસ્મરણ કરતાં નથી, જેઓ સ્વદેશને માર્ગે ઉત્તરોત્તર આગળ વધવાનું પોતાનું કામ નિત્ય નિરંતર ઉત્સાહપૂર્વક કર્યા કરે છે, અને જેઓ સ્વદેશનો માર્ગ

સુધી કઇ બીજે માર્ગે ચઢી જતાં નથી, ને ત્યાં આ માર્ગમાં કે માર્ગને પડખે પડયાં રહેતાં નથી, તેજ માણસો સ્વદેશમાં પહોંચી પરમસુખી થઇ શકે છે, બીજાંઓ તો આ ભયંકર વનમાં નિરંતર ભમ્યા કરે છે, ને વારંવાર દુઃખાનુભવ કર્યા કરે છે. આવા વિચારમાં કરુણાના આવેશથી તેમનાથી બોલાઇ જવાયું કે "હે સ્વદેશના માર્ગના પથિકો ! તમે બહુ સાવધાન રહો, તમારે માર્ગેજ તમે ચાલો, મુંગા, આંધળા, બહેરા ને ઉન્મત્ત થઇ તે માર્ગમાંજ ઉત્તરોત્તર આગળ વધો, સમય ન ગાળો, ભ્રમણાને વશ થઇ બીજે માર્ગે ચઢી દુઃખીઆ ન થાઓ, અને હવે ચાલવામાં વિલંબ ન કરો." આમ બોલતાં તેમનું સ્વપ્ન પૂરું થયું. સ્વપ્નની સમાપ્તિ થતાં તેમને પોતાના સહ્ભાવત્રિના બીજું કાંઇ ત્યાં પ્રતીત ન થયું. ૐ

---

**નીચે જણાવેલાં પુસ્તકો વ્યવસ્થાપક, આનંદાશ્રમ, બીલખા, કાઠિયાવાડ એ શરનામે લખવાથી વિ૦ પિ૦ થી મળી શકે છેઃ—**

| | | |
|---|---|---|
| ઉપનિષદો. ( ૧૧૮ ઉપનિષદો ને કારિકા. ) ... | | ૫—૦—૦ |
| શ્રીમદ્ભગવદ્ગીતા, રહસ્યદીપિકાટીકાસહિત. ... | | ૨—૨—૦ |
| વેદાંતદર્શન સટીક. ... ... ... | ૩—૦—૦ | ૩—૮—૦ |
| પાતંજલયોગદર્શન, બે ટીકા સાથે. ... ... | | ૨—૪—૦ |
| સાંખ્યદર્શન, બે ટીકા સાથે. ... ... ... | | ૧—૦—૦ |
| યોગકૌસ્તુભ ... ... ... ... ... | | ૧—૪—૦ |
| ઉપદેશગ્રંથાવલિ, અંક ૧ થી ૩૫. ... ... | | ૧—૪—૦ |
| સદુપદેશદિવાકરનાં ત્રણ કિરણો. પ્રત્યેકના ... ... | | ૦—૧૨—૦ |
| અંતર્યામીના આદેશો. ... ... ... | ૦—૮—૦ | ૦—૧૦—૦ |
| સુબોધ કલ્પલતા. ... ... ... ... | | ૦—૬—૦ |